# ગોરક્ષા.

ઉપર

## ભાષણ તથા વધારો.

કર્તા

દોરાબજી જમશેદજી મેધોરા.



મુંબઈ.

રાજપભક્ત પ્રીંટીંગ પ્રેસ.

---

સંવત ૧૯૪૮ સને ૧૮૯૧

---

કીંમત ૨ાા આના.

# ગોરક્ષા.

જગત્કર્ત્તા પરમેશ્વરે પૃથ્વી ઉપરનાં પ્રત્યેક પ્રાણીઓમાં મનુષ્યને શ્રેષ્ઠ બનાવી તેને વિચારપૂર્વક તર્કશક્તિની જે ઉમદા બક્ષીસ કરેલી છે, તેથી મનુષ્ય સારાં નરસાનો તોલ કરી શકે છે. આ નિયમ પ્રમાણે આપણે બીજી બાબતો પડતી મૂકી ફક્ત ગોવધ જે આ વખતે સાધારણ થઇ પડયો છે તે વિષે વિચાર કરીએ.

પરમેશ્વરે ગાય જેવું પ્રાણી પણ માણસનાજ ઉગયોગને માટે બનાવ્યું છે. તે તેનો ઘટતો ઉપયોગ કરવાને; નહીં કે મારવાને. ગાય તથા તેનાથી ઉત્પન્ન થયલા પદાર્થનો ઉપયોગ કરવાથી મનુષ્ય માત્રને એટલો મોટો ફાયદો થાય છે કે જે અનહદ અને અમૂલ્ય છે. એ ફાયદો તે ગરીબ પ્રાણીઓને મારી, ફકત થોડા માણસોના ભક્ષણથી થતો નથી.

ગાયને પ્રત્યેક ધર્મશાસ્ત્રોમાં ઉત્કૃષ્ટ વર્ણવી છે, તેનું કારણ પણ એજ છે કે તેનાથી અનેક લાભ મનુષ્યોને થાય છે. મનુષ્ય માત્રની ધનધાન્યાદિ દોલત એ ગાય જેવું ઉપયોગી પ્રાણીજ પ્રથમ હતું એટલુંજ નહીં પણ મનુષ્ય માત્રના જીવનઆહારરૂપ ભોજન, છાદન, વનસ્પતી વિગેરેનો આધાર પણ એજ ગાય ઉપર હતો અને તેટલાં માટેજ તે ગાયના વધારાથી તેનો વધારો ગણાતો હતો એમાં કાંઇ શક નથી.

ગાયનો અર્થ (સં૦ ગો૦) પ્રાચીન તથા અર્વાચીન ધર્મશા-

ઓએ ઘણી જુદી જુદી રીતે કરી ગયા છે. સંસ્કૃત તથા ઝંદમાં ગાયનો અર્થ—સ્વર્ગ, પ્રકાશનું કિર્ણુ, ચંદ્ર, સૂર્ય, પાણી, આંખ, વાણી-(જેને સરસ્વતી દેવી ગણી છે.) પૃથ્વી, ચાલન, દુધનો ઝરો, ચોપગું જાનવર, બળદ, ઇત્યાદિ કરી ગયા છે. અર્વાચીન ભાષાઓમાં (જેવી કે ગુજરાતી, મરાઠી, હિંદી) એનો અર્થ ગરીબ, અનાથ, અબળ, સ્ત્રી, અને બચાવ વગરની ઇત્યાદિ થાય છે.

ગાયનો ઉપયોગ પ્રાચીન અને અર્વાચીનકાલસુધી આર્યલોકમાં તેમજ બીજા જંગલી અને સુધરેલા લોકોમાં એક સરખો થતો આવ્યો છે, તેનાં દુધ, ઘી, દહીં, અને માખણ વિગેરે અને તેમાંથીજ બીજાં તરેહવાર જાતનાં મિષ્ટાન્નો દરેક દેશમાં વપરાય છે. એટલુંજ નહીં પણ આર્યોની ખેતીવાડી અને વેપારનો ગાય બેલ ઉપરજ આધાર હતો અને હજુસુધી છે. હિંદુ અને પારસીઓનાં સંસ્કૃત ઝંદ ના ગ્રંથો ઉપરથી મળી આવે છે કે, ધર્મશાસ્ત્રીઓએ ગરીબ અને અતિ ઉપયોગી એ જાનવરને જેવી ઉપમા આપેલી છે તેવી બીજા કોઇ પણ પ્રાણીને આપેલી નથી.

ગાયના અર્થ અને ઉપમા ઉપર આપણે વિવેચન કરીએ તો, તે ઉપરથી આપણે ખરો ખુલાસો મેળવી શકીશું. સ્વર્ગ એટલે ગાયના દુધમાં જે પુષ્ટીકારક તત્વ છે તે. તેથી મનુષ્યને એટલું પોષણ તથા સુખ થાય છે કે તે સ્વર્ગતુલ્ય ગણાવું જોઇએ. (પ્રકાશનું) કીરણ=દૂધના ખોરાકથી માણસમાં પ્રજ્ઞાચક્ષુના જેવી બીજી શકિત આવે છે જેથી તે સારાં નરસાંનો વિચાર કરી શકે છે. તેમજ મનુષ્યનાં રેહેઠાણમાં દરેક જગ્યાએ મદદ આપનાર ગાયજ છે, તેના આધાર ઉપર માણસોએ દરેક જાતનાં કામો આરંભેલાં છે, અને ખ-

કેખર જો ગણીએ તો અજ્ઞાનકારક અંધારામાંથી જ્ઞાનકારક અજ-વાળામાં રેહેવાને મનુષ્યો ગાયની મદદથી શકિતવાન થયલાં છે. ચંદ્ર=ઉપલી જાતનાં સર્વ ગુણોથી ગાયને આલ્હાદકારક તથા ખુબસુરતીમાં પેહેલા વર્ગની ગણી છે અને તેથી ચંદ્રમાની ઉપમા આપેલી છે. પાણી=જેમ પાણીવગર મનુષ્ય જીવી શકતું નથી તેમજ ગાય વગર મનુષ્યનું જીવતરજ નથી. આંખ–ગાયના દુધમાં એવી શકિત છે કે જેથી મનુષ્યનું તેજ વધે છે. એટલુંજ નહીં પણ આખી જીંદગી દુધ ધી લેનાર આંધળો થતો નથી. વાણી–(જેને સરસ્વતી દેવી ગણી છે) માના દુધના ખોરાકથી ઉધરવા પછી ગાયનું દુધ પી મનુષ્ય મોટું થાય છે અને જેમ જેમ ઉમરે વધારે મોટું થતુ જાય છે તેમ તેમ જુદી જુદી જાતના શબ્દોની શિરૂઆતથી તે આખર સુધીની સંપૂર્ણવાણીરૂપી ભાષા આવડે છે આથી પૂરતી મદદ ગાયના દુધનીજ છે. પૃથ્વી–અન્નરૂપી પુષ્ટીકારક ખોરાકને ઉત્પન્ન, કરવાને ગાયનીજ મદદ જોઇએ છીએ. એટલુંજ નહીં પણ તે પોતાના ક્ષેત્રરૂપી સ્તનમાંથી દુધનો જથો એટલો બધો પૂરો પાડે છે કે જેપર મનુષ્ય પોતાનો નિર્વાહ વગરખોરાકે પણ કરી શકે છે. મા=જેમ મા પોતાનાં બચ્ચાંને દુધરૂપી ખોરાક આપી તેનું પોષણ બે વર્ષ સુધી કરે છે તેમ ગાય આખી જીંદગી એટલે મરણ સુધી દુધ તથા અન્નરૂપી ખોરાક આપી પોષણ કરે છે જેથી મનુષ્યનું પોષણજ માત્ર ગાય ઉપર છે, એમ કહીએ તો ચાલે તો તે માના કરતાં પણ વધારે ઉપકારને લાયક છે એમાં કાંઇ શક નથી. અને તેથીજ તેને આપણી મા કરતાં પણ વધારે પ્યારી ગણવી જોઇએ. દુધનો ઝરો=મનુષ્યને દુધ જેવો ઉપયોગી ખોરાક આપનાર ગાયજ છે, જેથી દુધના ઝરો એ નામ યોગ્ય છે, (હાલમાં અમેરીકામાં એક ઝાડ

દુધ આપે છે તેને તેઓએ પણ ગાયનીજ ઉપમા આપેલી છે, અને તેને "cow-tree" કહે છે. ચોપગું જાનવર = મનુષ્યનાં પ્રથમ ઉપયોગમાં આવેલું મુખ્ય અને ઉપયોગી જાનવર ગાયજ છે અને તે ઉપરથી એ ઉપમા એને આપેલી ગણાય છે. (અર્વાચીન ભાષામાં) ગરીબ, અબળ, સ્ત્રી, બચાવ વગરની એ ઉપમા એ ગરીબ જાનવરને આપેલી છે તે ઉપરથી આપણે ઘોલ્લું સમજી શકીએ છીએ. જેમ એક ગરીબ સ્ત્રીનો બચાવ કરવાની મનુષ્યમાત્રની ફરજ છે તેમજ એ ગરીબ વાચાવગરનાં પ્રાણીનો બચાવ કરવાની પણ સર્વેની તેટલીજ ફરજ છે.

ઉપર જણાવેલા દરેક ગુણોથી એ ઉપયોગી પ્રાણી વિષે પ્રાચીન ધર્મશાસ્ત્રીઓએ જે પૂજ્યભાવ બતાવેલો છે તે ફક્ત એજ પ્રાણીને લાયક છે એમાં કાંઇજ શક નથી. હવે આપણે જોઇએ કે પ્રાચીન ધર્મશાસ્ત્રો એ વિષે કેવી ભક્તિ બતાવે છે. એ વિષે પારસીઓનાં ધર્મશાસ્ત્ર જે ગાથા, જે હાલમાં સૌથી પુરાણાં ગણવામાં આવે છે તેમાં ગાયને સર્વથી સરસ ઉપમા આપેલી છે. મનુષ્યની જીંદગીનો પહેલો સાથી ગાય છે અને મનુષ્યને સ્થીર રેહેઠાણ કરીને રેહેવાને માટે પણ ગાયેજ મદદ કરેલી છે અને તેથી મનુષ્ય માત્ર ઉપર એનો ઉપકાર એટલો છે કે અહુરમઝદને "ગાયનાં રૂપમાં" "fashion of the cow" જણાવ્યું છે. અને એ શિવાય ઘણી જાતની માનપૂર્વક ઉપમાઓ ગાયને આપેલી છે.

યજસ્નેમાં અહુરમઝદ્ જણાવે છે કે—"ગાયના રૂહને, (ગાયના આત્માને) તથા અહુરમઝદના આતશને આરાધું છું. (ફારસી ગ્રંથકારોની કથાઓથી માલમ પડે છે કે ગાય અથવા બળદ એજ પેહે-

સાં એખલાં પૃથ્વી ઉપર વસતાં હતાં અને "આંધરે મેન્યુસે" બધી જાતનાં અનાજો ગાયની મદદથીજ પેદા કીધાં હતાં) વળી ગાથામાં ગાયનનાં ૩૫થી કહે છે કે—"અહુરમઝદ-દુનિયાંની પેહેલી શરૂઆતથી તે ગાયેજ અમારે માટે સારૂં રેહેઠાણુ, સુખ અને દોલત આપ્યાં છે, જે લાંબો વખત સૂધી સારાંને માટે ટકી રહ્યાં છે; અને પવિત્ર હુકમ. પ્રમાણે ઝાડ પાનનો વધારો પણ તેનીજ મદદથી થયો છે." વળી બીજી જગ્યાએ કેહે છે કે, તે ગાયેજ પોતાના માયાલુ ધણી અને પાળનારને શોધી કહાડયા. પણ જેણે સારા ધર્મ પ્રમાણે ખેતીનું કામ ચલાવ્યું નહીં તેણે ગાયને ઠગી. એ શિવાય જરથોસ્તી ધર્મમાં ગાય અને બાજાં પ્રાણીઓનું જતન કરવાને એટલી બધી તાકીદ આપી છે કે તે પ્રમાણે ન વર્તી તેને ઘાસ, ચારો વગેરે નહીં પૂરો પાડે અને તેનું જતન નહી કરે તો તેને મોટી સજા ફરમાવી છે. અને તેજ પ્રમાણે વર્તી હાલમાં વર્ષમાં એકવાર બમન મહીનામાં ગાય વિગેરે જાનવરોને ચારો નખાવે છે.

એજ પ્રમાણે ઋગ્વેદમાં ગાયને સૌથી શ્રેષ્ઠ ઉપમા આપેલી છે અને પૂજ્ય ગણેલી છે. તે આપ ભાઇબંધુઓમાં એટલી બધી પ્રસિદ્ધ છે કે આ જગ્યાએ તે વિષે વધારે બોલવાની કશી જરૂર નથી.

મુસલમાનોના તથા ખ્રિસ્તીઓનાં ધર્મ પુસ્તકોમાં પણ એ ઉપયોગી જાનવરને નહીં મારવાને માટે લખ્યું છે તે હાલમાં વધારે ઉપયોગી જાણી તમોને એટલા માટે જણાઉં છું કે જે લોકો એ ગરીબ અને ઉપયોગી ગાય જેવાં પ્રાણીને મારવા બીલકુલજ દયા ન લાવતાં ક્રૂરતાથી વર્ત્તે છે તેઓ પોતાનાં ધર્મનાં ફરમાનો માને છે એમ કહેવાશે કે કેમ એનો વિચાર કરો.

"કુરાને શરીફ" મુસલમાનોનું ધર્મ પુસ્તક છે, તેમાં આયાત ૧૪૨ માં લખે છે કે—"ગાયનો મારવાવાળો, ફળદાર ઝાડનો કાપવાવાળો, અને સવારમાં સુવાવાળો એટલાને મારી બક્ષવામાં આવશે નહીં." વળી કુરાને શરીફમાં બીજી જગ્યાએ કહે છે કે, "પરમેશ્વરે હેવાનો જેવાં કે ઘોડા, ઊંટ, ગાય અને પશુ કે જેઓ ચોપગાં જાનવર છે, તેઓને પેદા કરવાથી ઇનસાનને (મનુષ્ય પ્રાણીઓને) ઘણા ફાયદા હાંસલ થયા છે જેમકે, તેઓ ઉપર સ્વારી કરવી, તેઓથી ઊચકી શકાય એટલો બોજો તેઓ ઉપર નાંખવો, અને એક ગામથી બીજે ગામ જવું અને એ વિના તેઓની ઓલાદનો વધારો થવાથી તેઓનાં દુધ, ઘી, દહીં અને બાલ, હાડકાં તથા શીંગડાંઓથી બીજા ઘણા પ્રકારનાં ફાયદા થાય છે. માટે સર્વ મનુષ્યે જગતકર્તાની એ ઉત્કૃષ્ટ બક્ષીસની પ્રાર્થનાના બદલામાં એ જાત ઉપર દયા કરવી." વળી મુસલમાનોની "ફીકાહ" જે કે ધર્મશાસ્ત્રની એક શાખા છે, તેમાં ફરમાવે છે કે,—"દૂધના દોહોનારને લાયક છે કે ગાય આદિ દુગ્ધદાયી પશુ વિગેરે બીજા જાનવરોનાં બચ્ચાંએ એ દુધ ધાવ્યા પછી જેટલાં દુધનો બચાવ થાય તેટલુંજ દુધ દોહવું; કારણ કે તે મુગાં પશુઓનાં બચ્ચાં ભૂખે નહીં મરે. દુધનાં દોહોનારને લાયક છે કે દુધ દોહોવાની આગમચ પોતાના નખ કપાવે કે જેથી તે ગરીબ જાનવરને ઇજા નહીં થાય.

ખ્રિસ્તીઓનાં ધર્મ પુસ્તકોમાં ઘણા દાખલા છે તેમાં એક નીચે લખ્યો છે:—

Michah Chap. 2 to 5th para II. Who hate the good and love the evil; Who pluck off their skin

from off them, and their flesh from off their bones; Who also eat the flesh of my people and flay their skin from off them and chop them in pieces as for the pot and as a flesh with coldron; Then shall they cry unto Lord, but he will not hear them, He will even hide his face from them at that time as they have behaved themselves ill in their doings.

જે સારાંને ધિક્કારે છે, અને બુરાંની પ્રીતિ કરે છે: જે તેના હાડકા ઉપરથી માંસ અને તેનું ચાંમડું કહાડે છે; જે મારાં રચેલાં ઉપયોગી પ્રાણીનું માંસ ખાય છે. અને તેનું ચામડું તેની ઉપરથી ખેંચી લિયે છે; અને જે વાસણો બનાવવા માટે તેમજ માંસથી વાસણુ ભરવા માટે તેઓનાં હાડકાં ભાંગી બારીક કરી વાપરે છે તેમના મરવા પછી પરમેશ્વરની આગળ તેઓ રડશે પણ તે તેઓનું સાંભળશે નહીં, અને તેજ વખતે પોતાનું મોઢું છુપાવશે કારણ કે તેઓ ખરાબ રીતથી વર્ત્યા છે.

એ શિવાય કુરાંને શરીફમાં તથા ખ્રિસ્તીઓનાં પુસ્તકોમાં બીજા ઘણા દાખલાં છે, કે જે આ જગાએ આપવાથી બહુ લંબાણ થાય એમ છે માટે આપણે પ્રસ્તુત વિષય અગાડી ચલાવીએ.

હવે આપણે ખોલવું જોઇએ છીએ કે. આર્યલોકોની આગળની રિદ્ધિ સિદ્ધિ સઘળી એ ગાય ઉપરજ હતી. એટલુંજ નહીં પણ તેઓની ખેતીવાડીનો વધારો પણ ગાયના વધારાની સાથેજ ગણ્યો છે. ત્યારે તેઓ તેના નાશ કરનારની સામે ખુલ્લી રીતે હતા એમ જાણવું એ સહેલ છે. વળી આપણે વિચારીયે છીએ કે, જેમ હાલમાં

આપણી પાસે રૂપિયા પૈસા હોય છે તેનો નાશ ખોટી રીતે થતાં અટકાવ કરીએ છીએ તેમ આગલા આર્યોએ તેઓની દોલત જે ગાય, બળદ તેઓનો વધારો કરવાનાં ઘણાં પૂરતા ઉપાયો લીધેલા છે તેમાં કાંઇજ શક નથી.

આગળ ધર્મશાસ્ત્રોનાં થોડા દાખલાથી આપણે જાણી ચૂકયા છીએ કે, કોઇપણ ધર્મમાં એ ગરીબ પ્રાણીનો તેમજ કોઇપણ પ્રાણીનો નાશ કરવાને ફરમાવ્યું નથી. તે છતાં પણ હું હીંમતથી કહું છું કે જે ધર્મ અથવા મત આપણને દયાથી વેગળા લઇ જઇ જાનવરોનો નાશ કરવા શીખવતા હોય તો તે ધર્મજ કેમ ગણાય? જે ધર્મો દયા અને નીતિ ન શીખવતા હોય તે ધર્મોજ આપણને જોઇતા નથી. કુદરતી જ્ઞાનથી આપણે વિચાર કરીએ તો આપણને ખોલ્લું માલમ પડે છે કે કુદરતે આપણે માટે જે ચીજો બનાવી છે તે દયાને પાત્રજ છે. જો કદાચ કોઇપણ ધર્મશાસ્ત્ર આપણને એમ બતાવતું હોય કે કોઇપણ નિર્દોષ પ્રાણી તરફ ક્રૂરતાથી વર્ત્તવુ, તો તે ધર્મશાસ્ત્રનો ત્યાગ થાયો; એવું મારાં ખરા અંતઃકરણથી માગું છું. મનુષ્યમાત્ર પોતાનાં ક્ષણભંગુર સ્વાદોની મઝાહથી આંધળાં બની જઇ ખોટી રીતનાં સમજાવનારા તેઓના ગુરૂઓનાં આધાર ઉપર ચાલીને પોતાની ખરી ફરજથી બીલકુલ આડા ગયા છે. અને કેટલાકો હજુ તેમજ દોરવવાને યત્ન કરે છે, તેઓના અંતઃકરણમાં પરમેશ્વર દયાનો ઝરો ઉત્પન્ન કરો એવી મારી અંતઃકરણથી પ્રાર્થના છે.

ગાયની પેદાસનો વધારો કરવાથી આપણને કેટલી જાતના ફાયદા થાય છે અને તેની પેદાસનો નાશ થવાથી કેટલી જાતનું નુક-

સાન થતું જાય છે. ખેડુતોની પાસે ખેતી કરવાને માટે જેટલી વધારે જોડ બળદો અને ગાયોની હોય છે તેટલીજ તેઓની દોલત ગણાય છે, ખેડુત પોતા પાસે રોકડી દોલત રાખવા કરતાં બળદ અથવા ગાયોની જોડી જેમ વધારે હોય છે, તેમ તેઓની ખેતી વધે અને તેથીજ સારી મેહેનત કરીને પોતાની જમીનનો વધારો કરી શકે છે. અને વધારે જાનવરોથી પોતાનાં ખેતરોમાં ખાતર વગેરે પુરૂં પાડી તે પોતાનું કામ સંપૂર્ણ રીતે કરી શકે છે.

આખા ભરતખંડમાં સુમારે બે લાખ કરતાં વધારે ગાયો એક વર્ષમાં કપાતી હશે. તેની જો ઓલાદ વધે તો દેશને કેટલો બધો ફાયદો કરી શકે? વિચારો કે ગાય કમીમાંકમી પોતાનાં જન્મમાં દશ વખત અને વધારેમાં વધારે ૧૬ વખત વીયાય છે, તો તેની સરાસરી એકંદર પંદર જાનવરની થઇ તે જો જીવી શકે તો આટલી એક વર્ષમાં કપાતી ગાયોજ બચાવવાથી ત્રીશ લાખ ગાયોને બચાવવા જેટલું પુણ્ય થાય છે. એક ગાયને મારવાથી ઘણું તો સો માણસોનું એકવાર પોષણ થતું હશે. પણ એક ગાયના દુધની સરાસરી ગણી તો દરરોજનું દશ શેર થશે. તેટલાંજ દુધથી દરરોજ પાંચ માણસનું પોષણ થાય છે, ત્યારે દર માસે દોઢસો માણસોનું પોષણ થવાથી ગાયની જીંદગીની હદ ઓછામાં ઓછી ૨૦ વર્ષની ગણીએ તો તેટલા વખતમાં ગાયની જીંદગીની પોણી જીંદગી દુધ આપતી ગણીએ તો પંદર વર્ષમાં એક ગાય ૨૭૦૦૦ માણસોનું પોષણ કરે છે તો જે બે લાખ ગાય આખા વર્ષમાં કપાય છે તેટલીજ ગાયો પોતાનાં આખા જન્મમાં (૫૪૦૦૦૦૦૦૦૦ પાંચ અબ્જ અને ચાલીસ કરોડ) માણસોનું પોષણ કરે છે. એપ્રમાણે દર વર્ષે કપાતી ગાયો જો બચાવી હોય તો તે-

થી ખેતીને કેટલો મોટો ફાયદો થાય? એટલાંજ મરતા ગરીબ પશુઓનાં બળથી કેટલો મોટો જથ્થો અનાજનો મેળવી શકીએ? હિંદની પડતર જમીનનો ભાગ ખેડી યુરોપ આદિ જગ્યાએ અનાજ મોકલો તો તેથી કેટલી મોટી દોલત મેળવી શકાય?

## ભારતજનોને ગાયની વિજ્ઞપ્તિ.

હે આર્યજનો! તમારૂ રૂધિર કેમ સ્થિર કરી, રહ્યા છો? તમને પ્રથમ પૃથ્વી ઉપર વસાવનારી, તમારી વસ્તીનો, ખેતીનો અને દોલતનો વધારો કરનારી, એકજ પેહેલો અને છેલ્લો સાથી તેની તરફ તમે કેમ ક્રૂરદૃષ્ટીથી જુઓ છો? તમારી માતાનો ઉપકાર અલ્પ કાળનો તેની તરફ તમે પ્રીતિ ભાવથી જુઓ છો પણ હું જે તમારૂં પાળન કરનારી તમારા આખા જન્મની માતા તેની તરફ આડી નજરે પણ જોતા નથી, એ મારા તરફ ઉપકારના બદલામાં અપકાર નહીં તો શું? અરે રસ્તો ભુલેલા કૃતઘ્નીઓ, નિર્દયો અને દુષ્ટો મારા કરેલા ઉપકારના બદલામાં મારા ગળા ઉપર છરી મૂકી અથવા મૂકાવી મારૂં ખુન કરી, કરાવી, મારા ઉપર અપકાર કરી બતાવે છે તેને, મારા તરફ પ્રીતિ બતાવવાનો દાવો કરનારા અને મને પૂજ્ય ગણવામાં તમારો ધર્મ સમજનારા તમે કેમ વારતા નથી? અરે! મારાં બચ્ચાંઓનીજ ખરી મેહેનતથી ઉત્પન્ન કરેલું અનાજ ખાઇ તમારૂં ઉદર ભરોછો, તે છતાં તેટલાંથી પણ તમે તૃપ્ત થતા નથી! એ તમારૂં હૃદય કેવું કઠોર? અરે! કેવુ દુષ્ટ ગણાવું જોઇએ! શું તમે આજે ગાડી, ઘોડે ફરી મઝાહ મારો છો તે મારાં પોતાનાંજ બચ્ચાંની ખરી મેહેનતે પકવેલા માલના વ્યાપારથી પૈસો મેળવ્યો છે તેનું ફળ છે એ જાણતા

નથી શું ? અરે ! તે ઉત્પન્ન કરીને દેશદેશ પોહોંચાડવાને પણ મારાં બચ્ચાંની ઉપર બોજો નાંખો છો. તેથી પણ શું તમારાં હૃદય તૃપ્ત થતાં નથી ? અરે ! તે, તે ચંડાળોનાં હાથથી અનાથ, અબળ, અને રંકને કેમ ન છોડવો ? અરે ! મારા કરેલા અત્યંત ઉપકારોનો બદલો તમે એટલીજ દયાથી વાળી શકવાના તો નથી, પણ એટલું કરવાથી તમારી ફરજનો કાંઇ શુષ્ક ભાગનો પણ મારે માટે સારો ઉપાયોગ કર્યો એમ જાણી હું ખુશી થઇશ. અરે ! પરમેશ્વર પાસે એનાં બદલામાં તમારાં ભલાં માટે ખરાં અંતઃકરણથી પ્રાર્થના કરીશ કે એઓને સુખી કર. અરે ! તમારી ખૂબસુરત સ્ત્રીઓનાં બચ્ચાંઓનાં તથા તમારાં પોતાનાં સુખને માટે જે સુંદર વસ્ત્રો પેહેરી, પેહેરાવી અને બની ઠની આબરૂ મેળવો છો તે મારીજ મેહેનતનો પ્રતાપ. અરે ! તમે તમારા ખરા ઉપયોગની ખેતીવાડી અને ભારબોજાની ખરતલ મેહેનતમાં મારાં બચ્ચાંઓને લેવા છતાં મને અને મારાં બચ્ચાંઓને થોડાક ઘાસ ચારા ઉપર રાખો છો તે છતાં તમે જે આપો તેથી તૃપ્ત થાઉં છું. અરે ! કદાચ તમે મને ભૂખી બાંધી રાખો છો તોપણ હું તમારી પાસે માંગતી નથી અને જે આપો અથવા ન આપો તે ઉપર સંતોષ માનું છું. તે છતાં તમે મારો નાશ કરવાને ચૂકતા નથી. અરે ! તમારા ધર્મપુસ્તકો વાંચો ! તેનો ખરો ભાવાર્થ સમજો અને આંખ ચોળી ચોળીને ફરી ફરીને જૂઓ કે મારો વધ કરવાથી તમારો તથા તમારાં ખરાં સુખનો નાશ છે, એટલુંજ નહીં પણ તમારા દેશનો નાશ છે. મારા પકવ પદાર્થો તમો પ્રીતિથી ખાઓ છો અને તમારાં ખરાં હૃદયમાં સમજો છો કે તે મારા ખરા પસીનાનીજ પેદાસ છે, તે છતાં ક્રુરતાથી માર

તરફ જોનારાઓને તમો કાંઇજ કહી શકતા નથીશું? અરે! હે પરમેશ્વર-તેઓના હૃદયમાં દયાનો ઝરો ઉત્પન્ન કર.

અરે! ખરા ઇરાની લોહીના આર્યો, અરે! ખરા શૂરા ક્ષત્રીઓ, અરે! બ્રાહ્મણો, તમે તમારાં ખરાં અંતઃકરણથી વિચારીને ખરા ધર્મથી ચાલો. અરે! તેજ ખરો ધર્મ કે તમારા ઉપર ઉપકાર કરનારના બદલામાં ઉપકાર બતલાવો પણ નહી કે અપકાર. જો કે તમારાં પવિત્ર ધર્મપુસ્તકો તમને મારા તરફ પ્રીતિભાવ અને ઉપકાર કરવા બતલાવે છે તે છતાં પણ જો તમે એમ સમજતા હો કે ઉપકારના બદલામાં મારા તરફ અપકારથી જોવું અને નિર્દયપણે મારો વધ કરવો તો તમારી સમજ ભુલ ભરી છે અને તેને માટે ઇશ્વરના ઘર આગળ તમેજ જવાબદાર છો.

અરે! ખરા આર્યો તમારાં માતા પિતાએ જો કે તમારા ઉપર મારા જેટલા ઉપકારો કર્યા નથી, તે છતાં તે માતૃપિતૃભક્તિ તરફ ક્રુરતાથી જોશો તો તમે દુનિયામાં ધિક્કારને પાત્ર થશો, અરે! ખરા નાલાયકમાં ખપશો ત્યારે તમારા ઉપર મેં જે આટલા બધા વરણી ન શકાય એવા ઉપકાર કર્યા છે, અરે! જેનું વરણન કરતાં પુસ્તકો ભરાય, એમ છે. તે ઉપકારના બદલામાં તમે મને નાશને પાત્ર ગણતા હોય તો તમારા જેવા ક્રુર કોઇજ નહી. તમારા એક પળનાં સ્વાદને માટે મારી આખી જીંદગીની ધુળધાણી કરો છો! તે સ્વાદ નો એકજ પળમાં નાશ થાય છે પણ તેની અપકીર્તિ મારાં અંતઃકરણમાં કોતરાઇ રેહે છે. અરે! તમારા ખરા ઉત્પન્નકર્તા પરમેશ્વરને તમે એક પળ યાદ કરો અને જુઓ તેણે જે જે ચીજો બનાવી છે તે તેના નિયમ પ્રમાણેના વધારા માટે છે, ત્યારે મારી આ જીંદગી

નો નાશ તમે એક પળમાં શાંને માટે કરો છો? અરે! તમારાં શરીરને કાંટો ભાંગે તો તમને કેવું લાગવું જોઇએ? તમે ખરેખર જાણો કે મારો વધ એ તમારા દેશના નાશનું મૂળ છે એક પળમાં મારો નાશ કરવાથી તમે સુખ ભોગવવાના નથી. અરે તમે વિચાર કરો કે મારાં અમૃત તુલ્ય દુધથી તમારાં તરેહ તરેહવારના મિષ્ટાન્નો કરવાને મદદ કરૂં છું. આ દુધ મારા જીવવાથી તમે હમેશ મેળવી શકશો; પણ નહીં કે મારો નાશ કરવાથી. માટે હે સજ્જનો! મને તમે જીવાડો. અરે તમારાં બચ્ચાંનાં, તમારી પ્યારી પત્નીનાં સુખને માટે જીવાડો. અને તેનો ખરો ઉપયોગ કરતાં જેઓ ભૂલ્યા હોય તેઓને રસ્તો દેખાડો. અરે! મારા સુધારાવાળા સુધરેલ સુજ્ઞો! તમે જેમ જ્ઞાનરૂપી તેજનાં અજવાળામાં આવવાને જે ભાષાઓનો અભ્યાસ કરી એકદમ સુધરી જવા માંગો છો, તેજ વખતે તમે તમારા ઇશ્વરને કેમ ભૂલી જાઓ છો? અરે! દયાનો ઝરો તમે બીલકુલજ છોડી દીધેલો કહીશ તો ચાલશે. જેમ એક માણુસ એકદમ અંધારામાંથી સૂર્યનાં અતિ રોશનીવાળા અજવાળામાં આવવાથી બીલકુલ જોઇ શકતો નથી, પણ લાંબો વખત તેજ અજવાળામાં વધારે વાર સંભાળીને જોવાથી બરાબર જોઇ શકે છે, તેમજ તમે અજ્ઞાનકારક અંધારામાંથી એકદમ જ્ઞાનકારક પ્રકાશમાં નીકળ્યા છો તેથીજ તમે દેખી શકતા નથી; હજી તમે આંખ ચોળો અને જુઓ. અરે! તેજ વિદ્યાનાં બળથી કુદરતી જ્ઞાનનો અભ્યાસ કરો અને પછી તમે તમારા કર્તાનાં કર્ત્તવ્ય તરફ નજર કરો કે હું દયાને પાત્ર છું કે નહીં. એમ કરવાથીજ તમારી આંખોનાં પડલ ઉઘડશે. અરે ત્યારેજ તમે જોશો. જ્યાંસુધી તમારી આંખ ચોળી ચોળીને કુદરતી જ્ઞાનને જોશો નહીં

ત્યાંસુધી તમે એ અજ્ઞાનકારક અંધારામાં ફસેલા રહેશો. માટે મારા સુજ્ઞ સુધારકો! મારી આંખથી જુઓ અને બનાવટની આંખને એક ઘડી બાજુ મૂકો. અરે! દેશોન્નતિને માટેજ ખરાં નેત્રથી જુઓ. ત્યારેજ તમે કહેશો કે તમે ભૂલ્યા છો? જ્યાં તમારી મતલબ આવે ત્યાં ધર્મને બાજુ મૂકો છો, અને લોકોને તેથી આડા લઇ જઇ કુદરતીજ્ઞાન બતાવો છો, પણ જ્યાં તમારી પોતાની મતલબ હોય ત્યાંસુધી કુદરતી જ્ઞાનને લપેટી એકકોરે મૂકી ધર્મને આડે આવો છો, પણ ભાઇઓ તે ધર્મશાસ્ત્રોથી તમો અજાણ્યા છતાં બીજાઓને ખોટો અર્થ બતાવી આડે માર્ગે લઇ જાઓ છો, અને ધર્મમાં પ્રવીણ હોવાનો ફાંકો રાખો છો, માટે ભાઇઓ! તેમ કરવાથી તમે દુર રહો, તેમ કરી તમે જ્ઞાનરૂપી એકદમ અજવાળામાં આવવાથી અંધ થયા છો તેમ બીજાઓને ના કરો. અરે! મેંજ તમને પ્રથમ દુનિયામાં જીવવાની શરૂઆત કરી આપી રસ્તો દેખાડયો તેના બદલામાં "ગોસ્પંદ" 'ગો' ધાતુ ઉપરથી નીકળ્યો તેથી શું મેં ગુન્હો કર્યો? અરે 'ગો' શબ્દમાં તમે બધા અર્થ સમાવ્યા છે તેથી શું મેં ગુન્હો કર્યો? અરે! તમે એજ 'ગો' શબ્દનો અર્થ સૂર્ય કર્યો છે તેને શું કાપી ખાવાને? અરે! તમોએજ ગો શબ્દનો અર્થ મા કર્યો છે તેને પણ એજ હાલે પોહોંચાડવાને? અરે! નહીં તમારૂં સર્વસ્વ હુંજ છું. તમને સુખ અરે! મારાથીજ મળે છે માટે તમે મને બચાવો. મારો નાશ થતો અટકાવો. અરે તમે મને બચાવો. હું હાલમાં તો તમારેજ આશરે, તમારેજ આધારે, ત્યારે તમે મને જોઇએ તો બચ્ચાં પેરે ગણો કે માતૃતુલ્ય ગણો, પણ કોઇ પણ રીતથી મારો બચાવ કરો. એકવાર મેં તમને આશરો આપી આ દુનિયા ઉપર

સ્થિર કર્યા, અને આવે મોટે દરજ્જે ચડાવ્યા, તેનો બદલો તમે મને આપો. એ વિષે તમે ખરાં અંતઃકરણથી વિચાર કરો અને તે પ્રમાણે ગ્રહણ કરો.

## ગોરક્ષકોને સુચના.

સજ્જનો! ગોરક્ષા વિષે આગળ બોલતાં મારા ઘણા મિત્રોએ કેટલીક જાતના વિચારો આપેલા છે, તે વિષે મારા પોતાના વિચારો તેઓની વિરૂદ્ધ જાય છે તેમાં કેટલાક કહે છે કે ગોરક્ષાને માટે હું સાધુ થઇ જઇશ, પણ સાધુ થવાથી કાંઇ ગોનો નાશ થતો અટકવાનો નથી; તેમજ બીજો પણ કહે કે એક થશે તો તેની પાછળ હું પણ સાધુ થઇશ. તેમાં પણ કાંઇ ફાયદો નથી. પ્રથમ તમે તમારા પોતા ઉપરજ આધાર રાખી પ્રયત્ન કરો અને તમારાથી બને એટલી નાણાંની મદદ કરો પછી બીજાને પકડો. કેટલાકો પોતાનાં સ્વાર્થને માટે બીજાઓ પાસેથી પૈસા કાઢવવાને યત્ન કરે છે તેઓનો અટકાવ કરો. કેટલાકો સુધારાવાળાઓને બદનામ કરે છે કે તેઓએ આગળ એ બાબતમાં પડવું જોઇએ. આગલાં ભાષણોમાં મી૦ મલબારી જે એક જાતનો સ્ત્રીસુધારો કરે છે, તેમજ આનરએબલ મી. દાદાભાઇ નવરોજી દેશાભિમાન ધરી દેશનો ફાયદો કરેછે, ગાયની બાબત તેઓ કાંઇ કરતાજ નથી એમ તેઓ કહે છે, તેમજ કેટલાક વિલાયત ગયલા ડેલીગેટોએ કાંઇ કર્યું નહીં; પણ ગાયની હીલચાલ કરી હોત તો ફાયદો થાત; એમ ધારે છે પણ તેમાં તેઓ ભૂલે છે. એકજ માણુસ બધાં કામો માથે લઇ શકે નહીં, તેમજ એક કામ એકે કરયું નહીં તો બીજાએ કરવું નહીં એમ નથી. એ વિષે જેમ મી. મલબારી ખરી ખંતથી પોતાનો કંઇપ ગ

સ્વાર્થ સાચવ્યા વગર ખરાં તન, મન અને ધનથી જે કામ કરે છે તેમજ આનરેબલ મી. દાદાભાઈ નવરોજી જેણે પોતાની જીંદગી દેશનાં ભલાંનેજ અર્થે પોતાને થતા ફાયદાના મોટા ભોગો આપીને આજસુધી ખરી હિમ્મત અને બહાદુરીથી મેહેનત કરી દેશની સેવા બજાવી છે તેજ પ્રમાણે આપણા દેશીઓમાંથી તેનોજ દાખલો લઇ "ગોરક્ષા" ને માટે તેટલીજ ખંત અને મેહેનતથી યત્ન કરો તો તે-માં અંતે ફાયદો થશે પણ ભાઇઓ તેમાં તમારો પોતાનો સ્વાર્થ જરાપણ રાખશો નહીં તોજ પાર પડશો, ત્યાં સુધી તમને પાર પડવું મુશ્કેલ છે.

આગલા ભાષણ કર્તાઓએ શેઠીઆઓની નિંદા કરી છે કે શેઠીઆઓ મોજ શોખમાં પડી ખરાબી કરે છે, અને "ગોરક્ષા" ને મદદ કરતા નથી, તેમાં પણ તેઓની મોટી ભૂલ છે તેઓ પોતાનાં ખરાં અંતઃકરણથી "ગોરક્ષા" ને મદદ આપવાને આગળ પડે પણ જે રીતે હાલ હીલચાલ કરવા માંડી છે તે ઘણીજ કફોરી છે અને તેથીજ શેઠીઆઓ પ્રથમ આગળ પડવાને આનાકાની કરે તેમાં નવાઇ શું? ભા-ષણ કર્તાઓ પોતેજ પૈસાની રકમ માંગવા નીકળ્યા છે પણ તેને સં-ભાળવાને અને રાખવાને જગ્યા અને જામીનગીરી કોણની આપીછે?

શું આજ સુધી ગોરક્ષાને માટે ભાષણો કરી રૂપીઆ મેળવ્યા પછી તે રૂપીઆનો ઉપયોગ કોણે કેમ કરયો તે બતાવ્યું છે? કેટલા-કોએ અરજી અને ચોપડીઓને માટે હજારો રૂપીઆ ભરાવ્યા છે અને તેનો સારો ઉપયોગ કાંઇજ બતાવ્યો નથી, ત્યારે શેઠીઆઓને બદનામ કરવાવાળાઓનેજ શરમાવું જોઇએ. માટે રે ભાઇઓ! આપણે સર્વંત્ર એક થાઓ, અને એક સારી સભા હિંદુ, પારસી, અને

ખ્રિસ્તી વિગેરેની સ્થાપન કરો અને તેમાંજ તે શેઠીઆઓને દાખલ થવાને વિજ્ઞપ્તિ કરો તેઓ ન દાખલ થાય તો પ્રયત્નથી તેઓને દાખલ કરો અથવા પૈસા ભરાવી તેઓનો આસરો મેળવો. તેઓને સંભાળવાની જામીનગીરી મળે એવી રીતની કોશેશ કરો જ્યાંસુધી મનુષ્યને પોતાનો સ્વાર્થ હશે નહી; ત્યાંસુધી કાંઇ થનાર નથી. જે શ્રીમંતોની આપણને જરૂર છે તેઓને નિંદવા કરતાં તેઓને વિજ્ઞપ્તિ કરવાથીજ ફાયદો થશે. જેઓની ખુશીથી કામો કરતા હોય તેની વચ્ચે જવું એ આપણો ધર્મ નથી, તેઓનાં ખોટી રીતે દીલ દુખાવવાથી કાંઇ ફાયદો થનારજ નથી, કોઇ શેઠ વિજ્ઞપ્તિથી પણ ન માને તો તેની દરકાર રાખવાનુ કાંઇ કારણ નથી. આપણાથી જેટલુ થાય તેટલુ કરવા પ્રયત્ન કરો, કરીને બતાવો અને જુઓ કે તેજ શેઠીઆઓ તમારી પાછળ પણ એજ કામમાં દોડશે. તેઓનાં અંતઃકરણ આજે નહીં તો આગળ ચાલતાં ડંખશે અને તેઓની પ્યારી પત્નીઓ જે ગાયમાતાની સ્તુતી હમેશ કરે છે, તેઓની વિજ્ઞપ્તિથી પણ તેને મદદ કરશે. પરમેશ્વર તેઓનાં અંતઃકરણમાં ખરો પ્રીતિનો ઝરો ઉત્પન્ન કરો એ મારી ખરાં અંતઃકરણની પ્રાર્થના છે.

## ગાયના રક્ષણ વિષે વિચાર.

ગાયનાં રક્ષણ વિષે હાલમાં જે પ્રકારથી મહારાણી વિકટોરીઆને અરજી કરવાની હીલચાલ કરી કેટલાકો સ્વસ્થ બેઠા છે, તે કરતાં જુદીજ રીતની ગોઠવણ થવી જોઇએ પ્રથમ એક કમીટી આપણી તરફથી હીંદુ, પારસી, મુસલમાન અને ખ્રિસ્તી વિગેરે જે દાખલ થાય તેઓની બનાવવી જોઇએ તેઓની સાથે તેજ મંડળી તરફથી સેક્રેટરી ઉજરત નીમવા જોઇએ, અને હાલ તુરત કામ ચ-

સાઉ કમીટી બનાવવાની તજવીજ કરવી જોઇએ, અને તેઓનીજ મારફતથી બીજી રીતના બંદોબસ્ત થવા જોઇએ. અને તેવી મંડળીમાં વગવાળા શેઠીઆઓને દાખલ કરવા પ્રયત્ન થવો જોઈએ, તેઓએ એ વિષે ભાષણો કરાવવાં જોઇએ, અને તે છપાવવાને પ્રયત્ન કરવો જોઈએ.

## કમીટીનાં કામ અને હેતુઓ શા હોવા જોઇએ ?

કસાઇઓ તરફથી વેચવામાં આવતી ગાયનો અટકાવ કરવો અને તે માટે પૈસા ખરચીને કમીટીએ લેવી અને તે માટે એક આશ્રમ બનાવવો તેમાં ગાય, ભેંસ અને બળદ વિગેરે જાતનાં જાનવરો વેચાતાં લેવાને બનતી જોગવાઇઓ કરવી, એટલુંજ નહી પણ તેઓનાં બચ્ચાંઓને પોષણ આપવા પછી તેઓનાં દુધનો ઉપ્યોગ કરવો તેમાંથી ઉત્પન કરીને તેનાજ ફંડમાં ઉમેરો કરતાં જવું, અને તેમાં વિશ્વાસુ માણસો રાખવાં. બળદ વિગેરેની પેદાસ ત્યાંથીજ વધશે અને તેમ થવાથી આગળ ચાલતાં ખેતીવાડીને ઉત્તેજન આપવાને પ્રયત્ન થશે અને તેમ કરવાથી કમીટીને ઘણોજ ફાયદો થશે, અને તેમાં ખેડુતો તરફથી પણ આશરો મળશે અને તેઓ પણ બનતાં સુધી રકમો ભરવા ભરાવવાને પ્રયત્ન કરશે; જેથી દેશને મોટો ફાયદો થશે, વેપારને ફાયદો થશે અને જાનવરો ઉપર ઘાતકીપણું થતું અટકશે એટલુંજ નહીં પણ આપણા યોગ્ય કારણોથી દયાળુ બ્રિટીશ સરકારનું પણ, થયલા ફાયદા જોઇ, દિલ પીગલશે અને પછી આપણી કરેલી અરજી ઉપર યોગ્ય વિચાર કરશે એટલું કહી હું મારા તરફથી આર્યસમાજની કમીટીને ભેટ દાખલ થોડાંક રૂ૧૦૦ની કિમ્મતના પુસ્તકો આપી કમીટીને વિજ્ઞપ્તિ કરૂં છું કે એ પુસ્તકો વેચી

તેની ઉપજમાંથી "ગોરક્ષા" વિષે ભાષણો કરાવવાં અને તેને છપાવી યોગ્ય કિમ્મત રાખી એના ફંડમાં ખરચેલા રૂપીયા પાછા નાખવા અને બાકીના રૂપીયા "ગોરક્ષા" ફંડ માટે વધારાના રાખવા એટલી વિજ્ઞપ્તી કરૂં છું જે મારી વિજ્ઞપ્તી સભા જરૂર સ્વીકારશે, એવી આશા રાખુ છુ અને એવીજ રીતની મદદ આપવાને મને પરરમેશ્વર મદદ કરે એવી તેની પાસે પાર્થના કરતો રહીશ.

ઉપલું વ્યાખ્યાન તા. ૨૪ મી જુલાઈ સને ૧૮૮૭ ને દિવસે આર્યસમાજમાં મી૦ દોરાબજી જમશેદજી મેધોરાએ આપ્યું હતું.

## જાનવરોનો વધારો શું મનુષ્યને નુકશાનકારક છે?

કેટલાક જ્ઞાની માણુસો જાનવરોનાં વધારા ઉપર ટીકા કરે છે કે "જો આખાં યુરોપ, એશીઆ, અમેરીકા, અને આફ્રીકામાં માંસ ખાવાને મુકી દે તો જે કરોડો બકરાં, મેઢાં ગાય વગેરે પ્રાણીઓને ખાધામાં આવે છે તે બધાનું શું થાય? દાખલા તરીકે હિંદુસ્તાનમાંજ દરસાલ લાખો જાનવરો કપાતા હશે હવે સમજો કે સરકાર એક કાયદો બાંધી આ પ્રાણીઓને કાપવાની મનાઇ કરે તો લાખો જાનવરો બચે, તે ઉપરાંત તેમનો વેલો વધીને બકરા, મેંઢા વગેરે જાનવરો એટલાં બધા વધી જસે કે માણુસના ભાગનો પણ વનસ્પતીનો ખોરાક ખાઇ જાય એટલુંજ નહી પણ માંણુસોને પણ જમીન ઉપરથી હાંકી કાહાડે."

જગતકર્તાએ પૃથ્વિની રચનામાં પ્રથમ દરેક ચીજનો વધારો થાય એવીજ રચનાં કરેલી છે અને તેથી મનુષ્ય જાતને મોટો ફાયદો થાય છે. ગાય, બળદ વગેરેનાં વધારાથી મનુષ્યને કેટલા ફાયદા થાય છે તે આગળ જણાવવામાં આવ્યું છે. બકરાં, મેઢાં વગેરે

પ્રાણીઓને બચાવવાથી માણુસ જાતને કેટલા મોટા ફાયદા થાય છે?

બકરાં તથા મેઢાંનું દુધ, દહી ઘી વગેરે માંણુસ જાતને ઉપયોગી છે એટલુજ નહી પણ કેટલીકવાર સોધેલું મળી શકતું નથી. બચ્ચાંઓને માંટે એ દુધ વધારે ઉપયોગી માલમ પડયુ છે, જે દાકતરો ખાસ ફરમાવે છે

એક અગ્રેજ કહી કેહુછે કે "બકરાં મેઢાંનાં પગ એ ખેતીને માટે સોનુ છે" અને તે પ્રમાણે ખરેખર આપણાં હિંદુસ્તાનમાં પણ છે કેટલાક ખેડુતો બકરાં મેઢાનાં ખાતરને માંટે ટળવળે છે એટલુંજ નહી પણ કેટલીક વખત પૈસા ખરચતાં પણ એ બકરાં મેઢાનુ ખાતર મળવુ મૂશકેલ પડે છે

હાલમાં દક્ષિણમાં તથા ગુજરાત તરફ ખેડુતો દરરોજ વીસ મેઢાં અથવા બકરાંને ખેતરમાં બેસાડે છે તેનાં આઠ આનાં આપે છે, તે પ્રમાણે સરાસરી લેતાં ઘણો મોટો ખરચ તેઓને કરવો પડે છે જે અતી મોટો ખરચ વધારે દીવસ વધારે જથ્થામાં બેસાડવાથી ખેડુતોને ઘણોજ ભારે થઇ પડે છે. બકરાં તથા મેઢાંનાં કેશ તથા ઉનનો પણ ગરમ કપડાંને માંટે ઉપયોગ થાય છે. જો હાલનાં જેમ યુરોપમાં સારા સુધારા ઉપર કરવામાં આવે છે તેમ સારી રીતે કેળવીને કરવામાં આવે તો હિંદુસ્તાનમાં એક વેપાર સારો નવા પાયા ઉપર ચાલુ થાય જે હિંદને ફાયદા કારક થઇ પડે

હાલમાં જરમનીથી કાસ્મીરી શાલ આવે છે તે ખોટી સાલે કાશમીરમાં લાવીને તેને રંગ ચઢાવી પછી બાહારગામ તથા યુરોપ મોકલવામાં આવે છે જે ખરાબ ઉનનાં કચરાની બનાવવામાં

આવે છે ત્યારે તેવોજ માલ હિંદુસ્થાનમાં બનાવીને શા માટે આપણા દેશીઓ સારો ઉપયોગ કરી શકતા નથી ?

હાલમાં ખેડુતોને બકરાંનાં ખાતરની એટલી બધી જરૂરીઆત છે કે કેટલાક ખેડુતોને તે મળવું મુશકેલ થઇ પડયું છે, અને તેથી તેઓનો પાક બીલકુલ કમી ઉતરે છે આ આપણાં હિંદના કમ ભાગ્ય નહી તો બીજુ શું?

આગળ જ્યારે બકરાં તથા મેઢાં એકથી ત્રણ રૂપીએ મળતાં હતાં ત્યારે આજે તેની કીંમત રૂ૬) થી રૂ૧૨) સુધીની થઇ છે અને હજી કીંમત ઘટવાને બદલે વધવાનો સંભવ છે, જે માંસ-હારીઓનેજ છેવટે ભારી પડશે.

સૃષ્ટિનાં નિયમ પ્રમાણે દુનિયાનો વધારો અને ઘટારો એક સરખો ચાલ્યો આવે છે બકરાં મેઢાં અને ગાય જેવાં ઉપયોગી જાનવરો કરતાં વધારે વધારો કુતરાં, બિલાડાં, અને ઉંદર જેવાં પ્રાણીઓનો થાય છે કુતરી એક વખતમાં સાતથી આઠ બચ્ચાં જણે છે જ્યારે બિલાડી પાંચથી છ બચ્ચાં જણે છે એજ પ્રમાણે ઉંદરોનો વધારો પણ છે, જંગલી પ્રાણીઓનો પણ એજપ્રમાણે વધારો થાય છે ત્યારે તેઓનોજ વધ કરીને તેને ખાતા કેમ નથી? જો કે તે પ્રાણીઓનો પણ વધારો ઉપયોગી છે, છતાં તે ઉપલાં પ્રાણીઓની માફકજ દેખીતી રીતે ઉપયોગમાં આવતાં નથી.

જંગલી લોકો જંગલી ઉંદર, જંગલી બીલાડી વગેરે મારી ખાય છે ત્યારે તેઓને તમે હેવાનીઅત ખાસીયતનાં કહી તેઓને ધિક્કારો છો; અને તેઓની સમજ ઉપર હસો છો! ચિનાઓ ખરાબમાં ખરાબ અને નજીસમાં નજીસ જીવો

મારી ખાય છે ત્યારે તેઓની તમો શામાટે મશ્કરી કરો છો? તેજ વખતે તમે વિચાર કરતા નથી કે તમો પોતે તેઓની માફક માંસ ખાઓ છો, તમારી જીભના સ્વાદથી અને હમેશના વપરાસથી તમારી વિચાર શક્તિ મંદ થઇ ગયલી હોવાથી તે ઉપર તમોને કશો વિચાર થતો નથી.

આગળ અજ્ઞાનપણાના વખતમાં મોટી મોટી લડાઇઓ થતી હતી અને માણસોનો વધારો થતો અટકતો હતો ત્યારે હવે હાલનાં સુધરેલા વખતમાં માણુસો સલાહ સંપથીજ રહેવાથી ઘણો મોટો વધારો થતો જાય છે ત્યારે બીજાઓને માટે જગ્યા કરવાને કેમ કાપી ખાતા નથી? પણ તેજ વખતે આફ્રીકાના જંગલીઓ માણસો મારીને ખાય છે તેઓને જંગલી અને હેવાનની ગણત્રીમાં ગણ્યા છે તે શામાટે? શું તેઓ પણ તમારી માફક એમ નથી સમજતા કે દુનિયામાં માણસોનો વધારો થવાથી આપણને રહેવાને જગ્યા નહીં મળશે અને મેઢાની માફક હાંકી કાહાડશે?

અરે પ્રિય સુજ્ઞ વાંચકો તમો સર્વ જાતનો વિચાર કરો અને તમારી જીભનો સ્વાદ એક તરફ રાખી એકચીતથી હું કોણ છું, ને શામાટે આ દુનિયામાં આવ્યો છું? અને છેવટ શું થશે એ ચીજનો વિચાર કરો અને તે પરમેશ્વરના પ્રાણીઓને તમારા મિત્ર ગણીને તેઓનો યોગ્ય ઉપ્યોગ કરો.

## જાનવરોને મારવા માટે જુદાં જુદાં ધર્મપુસ્તકો શું કેહે છે?

હિંદુ ધર્મશાસ્ત્રો જાનવરોને મારવાની એટલાં વિરૂદ્ધ છે કે તે વિષે વધારે દાખલા આપી જગ્યા રોકવી તે વાજબી નથી હાલની ચાલ-

તી આવેલી રૂઢીથી વધારે સારી રીતે સિદ્ધ થઇ શકે એમ છે. તે છતાં જે લોકોમાં હાલમાં માંસને ખોરાક સાધારણ થઇ પડયો છે. તેઓનાંજ ધર્મપુસ્તકો શું કેહે છે, તે જાણવાથી વધારે ફાયદાકારક થઇ પડશે.

જાન મગઝે હકિકત અસ્ત વતંન પુસ્ત બબિંન.
દર કેસવતે રૂહ સુરત દુરત બબિંન.
હરચિઝ કેઓ નિશાંને હસ્ત દારદ.
યા સાઇયહ ઉસ્ત યા ખુદે ઉસ્ત બબિંન.

આત્મા જે છે તે પરમેશ્વરને પિછાનવાની પુંજી છે; અને બદન જે છે તે ઉપરનું ખોળીરૂં છે. તેથી બદનની અંદર તાહારા દોસ્તનો ચેહેરો જો (પરમેશ્વરનો) જે ચિજ હસ્તીની નીશાન રાખેય તે યા તો તે ખાવિંદનો છાયો છે, અથવા તો તે પોતેજ છે.

શુનિ દેહ અમ કે બાકસ્સાબ ગોસ્પંદે ગુફત,
દરાજમાં કે કલોઇશરા બતિગ તિઝબુરરીદ;
સજાએ હરખસો ખારીકે ખુરદેહ અમદિહમ,
હરાંકે પેહેલુંએ ચરબમ ખુરદચે ખાહદદીદ.

મેં સાંભળ્યું છે કે એક કસાઇ તેજદાર છરી લેઇને એક જાનવરને કાપવા લાગ્યો ત્યારે તે જાનવર બોલ્યું કે મેં જે કાંઇ ઘાંસ અને કાંટા ખાધા છે તેની સજા પામું છું, હવે હું નથી જાણતું કે જે કોઇ મારૂં માંસ અને ચરબી ખાસે તે શું સજાએ પોહોંચગે.

મારા મહમદન ભાઇઓની "ફિકાહ" નામનાં ધર્મપુસ્તકમાં ખુલ્લું બતાવ્યું છે કે માંસનો ખોરાક પરહેજગાર માણુસોએ

બીલકુલ ખાવો નહીં, એટલુંજ નહીં પણ કોઈ શેકાર કરનારને મારવાને બતાવવું એ પણ ગુનાહ ભરેલું છે.

## ફારસી.

જાયેઝ નિસ્ત બરાયે મરહમે કાએ શેકાર કરદને ખુશકી વએ-શારેહ નમુદન બતરફે ઓવ રહે નમુની કરદન બસુએમા.

## સમજ.

હજ કરનારા ધણીને ખુશકી ઉપર શેકાર કરવું તથા કોઇ શેકાર કરતું હોય તેને શેકાર દેખાડી આપવો તથા તે તરફ લઇ જવું એ સરવે હરામ છે.

## ફારસી

જાયઝ નિસ્ત બરાયે મરહમે કાએ શેકાર કરદન બર ખુશકી તાં ખાકે દર અહરમ બાશદ.

## સમજ.

મકાની જયારત કરવા જનારાઓને વાસ્તે એમ ફરમાવ્યું છે કે તાંહાંના શેકાર કરવો તથા કોઇ પણ પ્રાણીઓને ઇજા કરવી તથા તેઓનો પ્રાણ લેવો એ સર્વ તેઓને હરામ છે.

જરતોસ્તીઓના ધર્મ પુસ્તકોમાં મુખ્ય ગાથા તથા યજસને ગણ્યાં છે. એ પુસ્તકો દરેક જગ્યાએ ખુલ્લું બતાવે છે કે કોઇ પણ જાનવરને મારવું અથવા ઇજા દેવી નહીં પણ તેઓનું જતન કરવું, તેઓને પાળવા અને જે માણસે તેની સારી બરદાસ્ત લીધી હોય તેને સારો દરજ્જો મળે છે.

યજસ્નેના ૨૯ હામા ગાયો કેવી રીતે અહુર અને અષને ફરીયાદ કરે છે એટલુંજ નહી પણ તે વિષે પેગમ્બર જરસ્તોસ્ત

ગાયોનાં આત્માને માટે કેવા કાલાવાલા અને વિનંતી કરે છે, કે ગા-યોના આત્માએ જે રાસ્ત હકુમત, પાદશાહી સત્તા ભલુમન વગેરે જે માગ્યું છે તે બક્ષવું એટલુંજ નહી પણ તે કયારે મળશે તેની પુછ-પરછ કરે છે; કે મેં જે મોટું કામ માથે લીધું છે તેને ખાતર મને તથા મારા સાથીઓને ઘણી મોટી મદદ આપવી.

૧ તમને (ઓ અહુરતથા અષ) ગાયો (એટલે અમારાં પવિત્ર ગાય ઢોર તથા અશોલોકો) નાં આત્માએ મોટા અવાજે ફર્યાદ કરી કે શા માટે તમે મને બનાવી, અને કોણે બનાવી? મારા ઉપર ખુની જુસ્સો, સેતાન માણસોનું કૈઆત અને જાસ્તી ક્રુરતા (ગુજરનાર છે.)

તમો સિવાય મારો કોઇ સરદાર નથી; ભલો ઘાંસ ચારો તમે મને દેખાડો.

૨ એ ઉપરથી ગાયોનાં પેદા કરનારે અષને પુછ્યું તેં જ્યારે ગાયને બનાવી ત્યારે (તેણીનાં સઘળાં કીસ્મત ઉપર) સરદારી ભો-ગવે એવો તેણીનો રખેવાલ કેવી રીતે નમ્યો હતો? તેણીને માટે ઘાંસ ચારાની સાથે હુન્નરમંદ તેમજ ચાલાક સરદારને કેવી રીતે મેળવ્યો હતો? તમે કોણને તેણીનાં (જીંદગીના) સરદાર તરીકે પસંદ કર્યો છે, કે જે બુરાઓ તરફનાં ધસારાઓ પાછા હટાવે?

૩ અષએ તેને જવાબ આપ્યો જાનવરો માટે તેમને બિલકુલ ઇજા ન આવે એવો સરદાર નથી. એ સરદારોમાં જેઓ પોતે પ્ર-માણીક છે તેઓ પવિત્રાઇના રસ્તા ઉપર કેમ ચાલવું તે જાણતા નથી હેયાતી ધરાવનારાઓમાં તે સર્વેથી બળવંત છે કે જેની ન-જદીક તેઓએ કામો કર્વાં હોય છે.

## જરથુશ્ત્ર અહીં વચ્ચે આવે છે.

૪ મોટો પેદા કરનાર (પોતેજ) જે સુખનો (તેણે) કેહેલા હતા, અને જે સેતાનો તથા (ભલાં અને બુરાં) માણસોના કામોથી અત્યાર સુધીમાં પાર પડયાં છે; તથા જે હવે પછી તેમનાથી પાર ઉતરસે તે વિષે સર્વથી વધારે ખબરદારી ધરાવે છે. તે (યાને) અહુર ખરૂં ખોટું બરાબર પીછાણી શકનાર ન્યાયાધીશ છે; એટલા માટે તે અમારે માટે જે ઇચ્છે તે થાઓ.

૫ એટલા માટે અમે બન્ને-મારો આત્મા તથા ગાય માતાનો (આત્મા) બન્ને દુનીયાનું સુખ હાંસલ કરવા માટે અહુરને વિનંતી કરતાં હાથો લાંબા કરીને અરજ કરીએ છીએ, જે વેળાએ તે મોટા પેદા કરનારને અમને (ઉપજતા) શક વિષે સવાલ કરીએ છીએ (અને તે અમને જરૂર જવાબ આપશે.)

(અમે તમને અરજ કરીયે છીયે કે) પાપી માણસો જોડે પવિત્રાઇથી રેહેનાર શખ્સનો તથા જમીન ખેડનાર ઉદ્યોગી શખ્સનો નાશ થાય નહીં.

૬. મોટો પેદા કરનાર પોતાનીજ પ્રેરણાબુદ્ધિથી ભેદી બંદગી સમજી શકનાર સાહેબ (અહુર) આ પ્રમાણે બોલ્યો. આ પ્રમાણે અમારે માટે (અમે અમેષાસ્પન્દો તરફથી) કોઇ ઇશ્વરી જ્ઞાન ધરાવનાર વડો કે અષ સાથે દીલસોજી ધરાવનાર તથા (તેનીજ લાગણીવાળો) નેમાયલો સરદાર (ખેડુતો માટે) શોધાયા નથી; એટલા માટે જમીન ખેડનાર ઉદ્યોગી શખ્સના (એવા વડા તરીકે) તને મેં ઠરાવ્યો છે.

## અમેશાસ્પંદો બોલે છે.

૭. મઝદએ અક્કલને અનુસરતો ઇશ્વરી કલાંમ ઉત્પન્ન કર્યો છે, જે (ક્રિયાની ભટો માટે) ફળવંતપણાનો (ફળવંત જમીન

કેમ કરવી તે શીખનારો) માગ્ર છે, અને આ કામમાં તેની (મઝ-દની) જોડે મળતો થયો હતો.

ગાયો માટે તથા ખાનારાઓ માટે તે વૃદ્ધિ કરનારે પોતાનાં (મુક્તિ અપાવનાર) ફરમાંનોથી ખોરાક તૈયાર કર્યો છે પણ તેં કોને બહુ મન બક્ષ્યું છે કે જે મોહોડે બોલીને માનવીઓને તે (ફરમાનો) જાહેર કરી શકે?

૮ અહુર કહે છે કે આ માણુસ જરથુસ્ત્ર સ્પિતમ, અહીં મારે માટે મળ્યો છે, કે જેણે એકલાએ અમારાં ફરમાનો સાંભળ્યાં છે. ને અમારી મેહેરબાનીનાં માહાબારત અને સંપૂર્ણ કામો અમારે માટે (યાનેકુ) મઝદ તથા અષને માટે (યાને તરફથી લોકોને) જાહેર કરવા ની ઇચ્છા તે ધરાવે છે. એટલા માટે હું તેને સારૂં રહેઠાણ તથા દેખાવદાર (મોનાવાળી) જગા આપીશ.

૯ આ ઉપરથી ગાયોનો આત્મા અફસોસ કરવા લાગ્યો (અને બોલ્યો કે હું દુઃખમાં પડયો છું) કારણ કે મારા જખમમાં (યાને જખમરૂઝાવવા માટે) પોતાની ઇચ્છા અમલમાં મેલવવાને અશક્ત એવો સરદાર એક નબળા અને અશકત માણુસનો અવાજ (મને મળ્યો છે) તો જો કે હું તો પોતાની ઇચ્છા ઉપર સરદારી ધરાવી શકે એવો, (અને પાદશાહી દરજ્જાવાળાની માફક પોતાની ખાહેશ અમલમાં મેલી શકે એવો) મેળવવા ઇચ્છું છું.

તે કે જે તેણીને જોરાવર હાથની મદદ આપી શકે, તે કયારે થશે (યાને કયારે દેખાવ આપશે)?

૧૦ જરથુસ્ત્ર કહે છે ઓ અહુરા તમે તથા ઓ અશોઇ (અમારા સાગેર્દો) ને તેઓને જે ભયંકર નાશ ખમવો પડે છે તેની સામે) ખુશાળી અને સુલેહભરી રામસની વાલુ રેહેઠાણુ તથા

શાંતી આપનારૂં સુખ આપી શકાય એવી ભલામણુથી (મુકરર થય લી ઇશ્વરને લગતી) પાદશાહી સતા આપો, કારણુ કે ઓ મોટા પેદા કરનાર ! આ ચીજો પ્રથમ તું ધરાવે છે એમ હું હમેશ ધાર તો આવ્યો છું.

૧૧. ઓ મોટા પેદા કરનાર હેયાત સાહેબ! (મારાં કામ અને ધર્મનો ફેલાવો કરવા માટેનુ કૈવત મને આપવા માટે) મારી આગળ ઉત્તમ અશોઇ (ઇશ્વરને લગતું) બહુમન (તથા તેની) પાદશાહી સત્તા ક્યારે ઉતાવળ કરતાં આવશે? (કારણુ કે તે વિન મારૂં કામ હું માથે લેઇ તથા આગળ વધારી શકું નહીં) માટે અમારાં આ મોટાં કાંમને ખાતર તમે હમણાંજ તમારી મદદ અમારે માટે મોટા જથ્થામાં ઠરાવો. તમારા આ બરોબરીઆ (તમારા સલાહકારો અને નોકરો)ની રેહેમ બક્ષેસોનાં (ભાગીદારો) અમે છીએ."

મારા સુજ્ઞબંધુઓ તમો આંખો ખોલી કરી ચોખી ચોખીને જુઓ કે આપણી ગાથાવાણી જે જરતોસ્તીઓ પોતાની પુરાંણી તરીકે કબુલ કરો છો તે શું કેહે છે! હજરત જરથુસ્ત્ર કાલાવાલા કરીને અહુરને વિનંતી કરે છે કે જાનવરોનો બચાવ કરવો. અરે! મારા જ્ઞાની અને વિધમાન દસતુરો શા માટે તમે ઉંઘો છો? જેઓને ખરો ધર્મ સમજાવવાની ખરી ફરજ છતાં તમે પાછળ કેમ પડો છો? અરે! જ્યારે હજરત જરથુસ્ત્ર વિનંતી કરી તેઓનો બચાવ કરવા કહે છે તે આપણે સમજી તે પ્રમાણે શા માટે ચાલવું ન જોઇએ?

ક્રિશ્ચિયનો જેઓ માંસ ખાવાને પોતાનો ધર્મ સમજે છે, અને જેઓ કોઇ પણ પ્રાણીઓને મારવાનું ખોટું સમજતા નથી તેઓનાં ધર્મ પુસ્તકો જેમાં અત્યંત ભંડાર એવો ભરેલો છે કે જે માંસખાવાની વિરૂદ્ધ છે તેમાંનાં બેજ દાખલા હાલ આપું છું.

Gene: 1 P. 29. I have given you every herb yeilding Seed which is upon the face of all the earth, and every tree in the which is the fruit of a tree yeilding Seed you to it shall be for meat.

Gene: 9 P. 3–4. Every moving thing that liveth shall be food for you as the green herb have I given you all. *But flesh with the life there of which is the blood there of shall ye not eat.*

જીની: ૧ પે. ૨૯. જમીનની બધી સપાટી ઉપર જે દરો ભાજીપાલો જેમાં બી છે તે તમને આપ્યાં છે. અને દરેક ફળનું ઝાડ જેમાં બી છે તે તમને આપ્યું છે, તે તમારો ખોરાક છે.

જીની: ૯ પે. ૩–૪. દરેક હાલતી ચીજ જે જીવે છે તે તારા ખોરાકને માટે આપેલી છે, જેવાં કે લીલાં ઝાડ પાંનો જે બધાં મે આપ્યાં છે. પણ માંસ સાથ ની જીંદગી જેની અંદર લોહી હોય છે તે ખાવું નહીં.

મારા મિત્ર ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર બિલકુલ માંસ ખાવાને મના કરે છે અને તેનાં દાખલા આખા બાઇબલમાંથી મળી આવે છે જે આ નાનાંપુસ્તકમાં જગ્યાની કમતરતાને લીધે દાખલ કરી શકયા નથી.

# અન ફળનો આહાર.

(બરવા-પીલુ-ઇત્યાદિ.)

"ઇસ તન ધનકી કૌન બડાઈ"—એ રાગ.

અરજ સુણો સહુ મિત્ર આ મારી,
માંસ થકી થઇ મોટી ખુવારી;—અ૦ ૧
ખાવાનું ખુટયું ને ખેતિએ ખુટી.
માંસને ભક્ષણે લીધાં છે લુંટી;--અ૦ ૨
માંસ કરાવે છે મદિરાનું પાન,
જન જાત જેથકી થાય હેરાન;—અ૦ ૩
જુઠ ચોરી તેમ જારી જુગારી,
બુદ્ધિ બહુધા બનેછે નઠારી;--અ૦ ૪
શાંત ચિત્તે કદી પ્રભુ ન ભજાએ,
સાત્વિકભાવ સમૂળગો જાએ;--અ૦ ૫
દરદ અનેક રીતે ઉપજાવે,
દુખમાં રીબાવે ને દિલ ગભરાવે;—અ૦ ૬
પીડાય બાપડાં નિર્દોષ પ્રાણી,
હાય ખાવી એ શું છે થોડી હાણી;--અ૦ ૭
પેટનો ખાડો પૂરવા કાજે,
જીવ ઘણા લેવા એ કેમ છાજે—અ૦ ૮
ખુનિ હત્યારૂં એ કૃત્ય નઠારૂં
કેમ થશે પરમેશને પ્યારૂં?--અ૦ ૯
તજવીજ એવી તમો તજી દેજો,
*નજીસ માંસનું નામ ન લેજો;--અ૦ ૧૦

*અપવિત્ર.

સ્વાદિષ્ટ સુંદર ને સુખકારી,
  અન્નનું ભોજન છે ગુણકારી;—અ૦ ૧૧
સસ્તું ને સારૂં ખચિત એ ખાણું,
  ખુબી ખરેખરી હું શું વખાણું?—અ૦ ૧૨
થંડા દેશો જે યુરોપતણા છે,
  વિદ્યા કૌશલ્યની જ્યાં ન મણા છે;—અ૦ ૧૩
ત્યાંના લોકો મદ્ય માંસને ત્યાગી,
  અનફલ ખાય ખરે બડભાગી—અ૦ ૧૪
શાસ્ત્ર રસાયન વૈદક આદી,
  શાખ પૂરે અન્નફળની અનાદી;—અ૦ ૧૫
પાંડેનું પકવાન પુસ્તક પ્રેમે,
  વાંચી વિચાર કરે દિલ રહેમે;—અ૦ ૧૬
છોડો છોડો છેક માંસનું નામ,
  આહારમાં તે શું છે એનું કામ;—અ૦ ૧૭
કુદરત અક્કલ શું સુચવે છે,
  જગત્ બધું અન્ન ખાઇ જીવે છે;—અ૦ ૧૮
અન ફળ ફુલથી પૃથ્વી રસાળ,
  તમને વધાવે ભરી ભરી થાળ!—અ૦ ૧૯
કેમ તેનો ઉપભોગ ન કીજે,
  અમૃત મૂકીને ઝેર શું પીજે!—અ૦ ૨૦
ખ્યાલ કરી દીલમાં ઝટ ભાઇ,
  ભૂલ સુધારવી એ માણસાઇ;—અ૦ ૨૧
ખલકનો નાથ ખુદા મહેરબાન,
  આપે બુદ્ધિ થાએ સહુ ગુણવાન;—અ૦ ૨૨

કુદરતી ઊંચ આહાર છે સો જો,
રોજ રોજ કાન મારીએ મોજો;—અ૦ ૨૩

(રાગ—કાફી.)

"ભવાની મા કરોની અમ સાર"—એ રાહ.

અન-ફળ-શાખજ સેવો, છોડો માંસ અહાર. (ટેક.)
અન-ફળ-શાક અહાર કર્યાથી, અગણિત લાભ થનાર, અન૦ ૧
સત્ય વિચાર કરો સુખકારક, નિરમીત જે નિરધાર,—અન૦ ૨
ઈશ્વરે માણુસને જે આપ્યો, જનમ થકી અધીકાર,—અન૦ ૩
નિર્દોષ પ્રાણિનો વધ કરવો તે, પાપી નીચ પ્રચાર,—અન૦ ૪
સુગ્ન હિંદુ સહુકો સુભ રીતે, પાળેછે એ આચાર,—અન૦ ૫
પારસિ અંગ્રેજી આદિ સુધરીયા, સમજીને રૂડો સાર,—અન૦ ૬
ગૌ તેમ બીજાં ગુણિયલ પ્રાણી, આપશે લાભ અપાર,—અન૦ ૭
પરદેશી પરમેશ્વરની પૂર પ્રાતે, યત્ન કરે છે આચાર,—અન૦ ૮
હિંસાનો પ્રતિબંધ થાવામાં હીત છે, નિશ્ચળ એજ વિચાર,—અન ૯
સરજનહાર પ્રસન્ન થશે ને, જગમાં થશે જયકાર,—અન૦ ૧૦
શુદ્ધ બુદ્ધિ વધશે ને વિરામશે, દિલના દૂર વિકાર,—અન૦ ૧૧
વગર દવાએ દર્દ દર્દ થાશે, એજ સરસ ઉપચાર,—અન૦ ૧૨
અસુર સરિખા એ ઘાતકી કૃત્યમાં, શ્રેય નથી સુખકાર,—અન૦ ૧૩
સર્વ સંપત્તિનું મૂળ છે સાચું, વિપત્તિનો આધાર,—અન૦ ૧૪
તરફડે રંક દુઃખી દીન પ્રાણી, જળહિન મીન લાચાર,—અન૦ ૧૫
આપણે જો એ જગોપર હઈએ, થઈએ કેવાં બેજાર?—અન૦ ૧૬
તનની ત્વચા મળ મૂત્રથકી પણ, અંતે કરે છે આભાર,—અન૦ ૧૭
તે સઘળું વિસરી સહુ પાપી, કરીએ કેમ પ્રહાર,—અન૦ ૧૮

આપણું પોષણ નિત્ય કરે છે, ઈશ્વર અધમોધ્ધાર,--અન૰ ૧૯
ત્યમ આપણે એમની ભણી જોવું, કરિ કરૂણા વિસ્તાર,--અન૰ ૨૦
કાન લગાડીને તાન હવે શુભ, વખત ન ખોવો લગાર,--અન૰ ૨૧
સ્વાદ એનો એકવાર અનુભવી, ધરશો પૂરણ પ્યાર,—અન૰ ૨૨

(પદ—લાવણી)

"નારાયણ નરસિંહ નરોત્તમ પુરૂષોત્તમકો ધ્યાન ધરો" એ રાહ.

અન ને વનનાં સુંદર ફળ પર, જીવન પ્રાણી માત્ર તણું,
દુધ દહીં ઘી શ્રેષ્ટ પદારથ, પુષ્ટ કરે છે તંન ઘણું—
અન ને વનનાં. ૧
વેલાતમાં વેજિટેરીયનનું જુથ બહુ જામ્યુ મોટું,
જોઇ ફાયદા અદા કરે--અભિમાન નહિ આણે ખોટું—
અન ને વનનાં. ૨
ધર્મતણો કંઇ નથી અનાદર, આદર ઓર અતિ થાશે;
જીવ બીચારા જે બચશે તે વણ વાચાએ જશ ગાશે--
અન ને વનનાં. ૩
પ્રાણ સહુ જગ રક્ષણ કારણ, ભક્ષણ એ ઉપયોગ નથી:
વાઘ વરૂને યોગ્ય પરંતુ, માણસને સરજેલ નથી—અન. ૪
કાનુન કુદરતનો તોડે તે, ગુન્હેગાર મોટો થાએ;
પક્ષપાતની વાત નથી કંઇ, ભ્રાત વિચારો મન માંહે—અન. ૫
રંક બાપડા જીવ તરફડે, દયા તેતણી દિલ લાવો:
દૃષ્ટે પડતાં દીલ દુખેતો, કેમ અનર્થ કરો આવો.—અન. ૬
હાડ માંસ મુડદાંનાં ચુસે, કાળરૂપ કાપી ખાએ,
ખુદા ખરેખર ખફા થાય છે, શાણા સમજે મન માંહે—અન. ૭

ચેતો ચેતો મિત્રો માટે, માંસ મદ્ય માંડી વાળો;
પૂળો મુકો એના મોંપર, કાન સરસ સુખડાં ભાળો.--અન. ૯

(પદ-ધનાસરી-બરવો.)

"કબ સમરોગે રામ, અબ તુમ કબ." એ રાહ.

અન ફળનો આહાર, જનને અન ફળનો આહાર;
નિભે જગત અન ને ફળ ઉપર, કોણ કરે ઇન કાર;--જનને૦ ૧
અગણિત અન ફળ તણા ફાયદા, સદા કરે આભાર;--જનને૦ ૨
અન ફળને લાયક માનવ તન, કીધું છે કિરતાર;--જનને૦ ૩
બાગ બગીચા વાડિ ખેતરે, ખુબ ભર્યો ભંડાર;--જનને૦ ૪
શીતળ જળના ફળ સુખદાયક, અમૃત રસ ઉદગાર;--જનને૦ ૫
વીર્ય શૌય ને બુદ્ધિ વધારે, ધન સાધન નિરધાર;--જનને૦ ૬
હિંસક જન નિજનું હિત ખોવે, બાંધે પાપ અપાર;--જનને૦ ૭
નસ લોહિ ને મળમુત્રાદિક, એમાં શો છે સાર?--જનને૦ ૮
તાવ સંધિવા થાએ મરડો, અંતરગળ અતિસાર;--જનને૦ ૯
માનવી તેમ પશુના પિંડે, વિધ વિધ દરદ વિકાર;--જનને૦ ૧૦
દુઃખ દરદ ને વૈદ વધ્યા બહુ, ઘર ઘર લોક બિમાર;--જનને૦ ૧૧
કારણ સહુનું માંસ મદીરા, મારે મોગમ માર;--જનને૦ ૧૨
અધિક કહું શું હું અલ્પયતિ, તજો એ અનાચાર;--જનને૦ ૧૩

(સાખી-મરાઠી ચાલ.)

ગોરપદો જે જે પશુ બાચારાં, થર થર થર થર કંપે
કતલ સ્થળનો મારગ લેતાં, પળ પણ એક ન જંપે, ૧
દુઃખ છે બહુ ભાઇ, કરો તે તોલ મનમાંહી.
શાંળી સરખું સકટ એવું, પળમાં પ્રાણ હરે છે;

ભાગે નાશે ભયથી ન્યારી, શાપ ઘણા હૃદયરે છે,
ખરેછે નિર આંખે, અવાચક રંક તે સાંખે. ૨
બહુ બહુ પશુ કરે ઉપકારો, હાડ ચામ દુધ દહીં આપે,
ભાર વહી આભાર કરેછે, શીત તાપ સંકટ કાપે;
બિજાં પણ બહુ પ્રાણી, ખરેખર ગુણની ખાણી. ૩
બહુમન અમશારપંદ જે મોટા, ગોસ્પંદનો નાથ;
કતલનાં કાળાં કરમોથી, કંપે છે દિન રાત,
વિવેક વાત તમે. વિચારો સત્વર આહ સમે. ૪
ગોસ્ત હરામ કીધુંતું પોતે, પેગમ્બર જરથોસ્તે,
દાદાર હોરમજદના હુકમો, મહજબ રસ્તે જો તે,
કહુ શું કાવતાયા, નથી કંઇ વાત નવિન તાની. ૫
જીવન ચાર દિવસનું ચટકું, માથે મોત ભમે છે;
દોષ કરે તે દોજખ પામે, જમના માર ખમે છે,
ખરેખર હિત ઇચ્છો , છોડી દો માંસનો પિચ્છો. ૬
જીવ સહુના સરખા જાણી, કદી ન કરવી ઘાત;
આપણી એવી વેળા આવે, ફેરી પડે પંચાત.
ઉગારે ઇશ ધણી ચહો કરૂણા સહુ તે તણી. ૭

બંઝારા.

"મુજે છોડ ચલા બંઝારા" એ રાગ.

જન જુઓ જરૂર વિચારી, છે માંસ- મધ દુખકારી;—(ટેક)
ખુદ ખાન પાનની ચીજો, કુદરતની ખરી ખનાજો;
ખાઓ તે ખુબ સુધારી,—છે માસ મધ દુખકારી. ૧
અંજીર અનારસ દ્રાખ, સુરણ કેળાં વંત્તાક;

કેરીની ખુશબો છે ન્યારી,--છે માંસ મદ્ય દુખકારી. ૨
કંઇ ભાત ભાતના ભાતો, કંઇ રસિક દાળની જાતો;
શુભ શાકની લેહેજત સારી,—છે માંસ મદ્ય દુખકારી. ૩
વિધ વિધ ભજીઆંને ભાજી,--ઘેવર ને ધારી તાજી;
પુરી ફરસી ને ખારી,--છે માંસ મદ્ય દુખકારી. ૪
બાસુંદી ખીર શીખંડ, સરસી પેંડા સુખકંદ;
પકવાન પ્રસાદી પ્યારી,—છે માંસ મદ્ય દુખકારી. ૫
શુભ ચટણી અચાર કઠોળ, શુભ શેરડી સાકર ગોળ;
જગકર્ત્તાની છે બલિહારી—છે માંસ મદ્ય દુખકારી. ૬
સૂકોને લીલો મેવો, સુખ ઉપજાવે છે કેવો;
ખાઓ તે બહુ ગુણકારી,--છે માંસ મદ્ય દુખકારી. ૭



# પ્રાંણી રક્ષક.

ઉપલાં નામની ચોપડી હાલ લખાવા માંડી છે. જે, રોયલ આઠ પેજી ચારસો પાંનાની થશે. તેમાં નીચે પરમાણે વિષયો આવશે.

૧ મનુષ્યોનો કુદરતી અને મુખ્ય ખોરાક શું? તે કુદરતી વિદ્યાજ્ઞાનથી, તર્કશાસ્ત્રથી, વૈદકજ્ઞાનથી અને શાસ્ત્રીક પ્રમાણોથી સમજાવવામાં આવશે.

૨ મનુષ્યનો ઉત્તમ ખોરાક શું? નિતીશાસ્ત્રોના કાનુનોથી તેમજ વૈદકજ્ઞાન તથા શાસ્ત્રીક વિષયોથી બતાવવામાં આવશે.

૩ જાનવરોને જીવ છે તેમ ઝાડપાનોને નથી? એ વિષયો ઉપર ઝાડપાંનની વિદ્યાના કાનુનથી બતાવવામાં આવશે કે તે કેટલે દરજ્જે જીવ છે, અને તે ખાવાને પાત્ર છે.

ઉપલી ચોપડીની કીમત રૂપીઆ ત્રણ આગળથી ગ્રાહક થનારાઓને માટે છે અને પાછળથી તેની કીમત રૂપીઆ સાડા ત્રણ રાખી છે. એ પુસ્તકના પાંચસો ગ્રાહકો થયા પછી બહાર પાડવામાં આવશે.